# કોણ માથાં મૂલવે ?

સ્વાધીનતાના જ્યોતિર્ધર સુભાષબાબુને
એક સૈનિકનું આત્મનિવેદન—વહાલભાવે.

લેખક : પ્રકાશક :
લ. દા. નયેગાંધી
૩૧, અનંતવાડી,
મુંબઇ ૨.

લખાયું :
૧૯૩૩
પ્રકટ થયું :
૧૯૪૦



મૂલ્ય : ૦-૩-૦

મુદ્રક :
મનુભાઈ અમૃતલાલ શેઠ
સ્વાધીન મુદ્રણાલય : રાણપુર

પ્રથમાવૃત્તિ
પ્રત ૫૦૦

માતૃભૂમિ ! તુજ ચરણુ પર જાન આ કુર્બાન છે,
હાકલ પડી છે તાહરી, ત્યાં કોણ માથાં મૂલવે ?
કોણ માથાં મૂલવે ? જ્યાં હરઘડી અપમાન છે,
જ્યાં રોગીઓની વેદના ને આર્તનાદ ભૂખ્યાં કરે.

કોણ એવો ? નિજ શિશુ સંતાન દેખેઃ ટળવળે,
શીળી શિલા જેવા પડયો, અંધાર ખૂણે ઘર તણે.

જ્યાં હાય માતાઓ કરે, જ્યાં નગ્ન બાંધવડાં ફરે
નિજ બેનનેયે ઢાંકવા જ્યાં ચીંથરા યે ના મળે—
એવી ભગિની. હાય ! આ કંગાલતા વ્યાપી બધે
ત્યાં કોણ એવો ? ગીત લાચારી તણા ગાવા ચહે ?

ત્યાં કોણ એવો ? ધિક્ એને આપ તો ડૂબી મરે
પણ માતૃભૂમિની ય ઇજ્જત ધૂળમાં રોળાવી દે.
ખળખળ વહાવે માતૃભૂમિ આંસુઓ ગરવાં અતિ
તેની કદર જે ના કરે તે પુત્ર કે પથ્થર હશે ?

જીવનસમર્પણની ઘડી આવી ગઇ છે આજ હે
હિંદી જનો ! તેને વગવશો કાલ* આવી નોતરે ?
નહિ, નહિ, હવે સૌ ગજવજો કે જાન આ કુર્બાન છે
હાકલ કરી રહી માતૃભૂમિ કોણ માથાં મૂલવે ?

---

*સમય;

એજ એ સન્તાન ગરવા ભૂતકાળે ભવ્ય જે,
ચોખંડ આ ધ્રૂજવી ધરા તે આજ શેણે ધ્રૂજશે ?
જેણે સમર્પ્યાં આત્મધન, સર્વત્ર માનવ હિત પરે
તે આજ શું હઠશે ડરી ઉદ્ધારવા નિજ આત્મને ?

રામ, કૃષ્ણ, વિભૂતિગૌતમ, વાલ્મિકાદિ, વ્યાસ ને
દિલીપ, ભગિરથ, પુણ્યશ્લોકી નળ, યુધિષ્ઠિર સર્વને
પોષ્યા: અશોક, શ્રી હર્ષ, અકબર, રાજવી શિવરાજને
એ દિવ્ય સૃષ્ટિ ભારતીની આંખ સામે જો તરે.

આજે મળ્યો છે ભવ્ય અવસર ઋણ અદા કરવા ખરો
તેને ગુમાવી ભારતીયો પળ અમુલખ રોળશો ?
તો જિંદગીના સર્વ અરમાનો તણી હોળી જુઓ
ને લાલ એ તમ ભૂત સાથે ભરખતી સાંપ્રત સમો.

જીવન સમર્પણની ઘડી હે જાગજો ! આવી હવે,
તેને વગવશો ના કદી આ કાલ આવી નોતરે;
ને એક નાદે ગજવજો કે જાન આ કુર્બાન છે—
હાકલ કરી રહી માતૃભૂમિ : કોણ માથાં મૂલવે ?

અહીં જમદગ્નેયો [1] હતા ધરણી વિજેતા વીર જે,
હનુમાન જેવા વળી હતા તેજસ્વી ને બલવાન યે;
આદર્શ ભીષ્મચરિત્ર, શંકર ને દયાનંદોથી આ
અમ ભૂમિ તરલા રહી સદા નિઃસ્વાર્થી ને ત્યાગી વડે.

થાતી જગે હાંસી, કરે છે ઘોર કોઈ વિડંબણા–
લાખો શિરો જમદગ્નિના હૈહેય[2] ધૂળ રગદોળતા,
ને ભીષ્મ ને હનુમાનના તપ, તેજ ક્યાં લેવા જવાં–
હતવીર્ય ભૂમિભાર જ્યાં હિંદી બનેલા આજના.

આઠ વર્ષે ગૃહ ત્યજે એ દિવ્ય શંકર આજ ક્યાં?
એ બ્રાહ્મ વિભૂતિ, ધર્મધારક ધીરતાનું તેજ ક્યાં?
ક્યાં મ્લેચ્છ માત્ર ધ્રુજી ઊઠે એવો મહર્ષિ સરસ્વતી?
આજે ગુલામી મ્લેચ્છની એ ડંખદિલ લાગે કદી?

જીવન સમર્પણની ઘડી આનાથી બીજી કઇ હશે!
નિજ વતનમાં પરકીયની શાને ગુલામી? હિંદી હે!
આસમાન ભેદી નાદ જો કે જાન આ કુર્બાન છે,
હાકલ સૂણી જ્યાં માભૂમિની કોણ માથાં મૂલવે?

---

૧ પરશુરામ; ૨ આપણા માબાપોના દુશ્મનોને હાથે થતાં અપમાનો.

જ્યાં વેદની ઋચા રાત્રિ દિન ગુંજી ઋષિ કંઠે હતી;
એ વિશ્વગીતા ગાઈ, રચી'તી દિવ્યમાલ પરંપરા;
ષડ્દર્શનો, ઉપનિષદો, એ સાંખ્ય યોગપુરાણની—
રચનાર આ અમ માતૃભૂમિ ક્યાં જઈ આજે પડી ?

'બેઈમાની, સાવ જૂઠી દંભ લીલા જ્યાં થતી
જિંદગીનો મર્મ જ્યાં ભૂલાય નિશ્ચે, ત્યાં જતી;
જ્યાં સર્વ સત્યાનાશના કાંડો રચાતા રાક્ષસી,
ઈન્સાનિયતની ઘોર "ઇન્સાનો" મળી ખોદે જહીં.

શાની હવે બાકી રહી ? સન્તાન,[1] શું શોચી રહ્યા ?
કૂદી પડોઃ છો આગ હો—પ્રત્યક્ષ, તોય ઉમંગમાં
મૃત્યુ કરો ગરવું; ગુલામી જિંદગી લાતે દઈ,
ચાલો બિરાદર, પંથ આજે ઊઘડ્યા મુક્તિ તણા.

કંટક ઘણા છે રાહમાં, ગળતો હિમાળો જ્યહીં ત્યહીં;
"આગે કદમ" તોયે હવે આરો નથી બાકી જગે.

જીવનસમર્પણ સિદ્ધ છે; હઠવું હવે ? હઠવું હવે ?
આવી ઘટિકા યોગ સાધી કેમ ના કુદવું કહે ?
જો મોતને છે ભેટવું કુર્બાનીનો પેગામ લે—
હાકલ પડે "આગે બઢો" ત્યાં કોણ માથાં મૂલવે ?

---

૧ હિંદુસ્તાનીઓ

કાલિદાસો, ભવભૂતિઓ, ભારવી ને માઘથી,
ભારતમુનિ દણ્ડિ, અમર, શેખર[1]—અનેક કવિમણી
જે હૃદયમંદિર પર રહ્યા શૃંગાર તોરણ સમ દીપી—
રેલાવી રસસરિતા જગે ઉલ્લાસની આનંદની

ઉલ્લાસ, આનંદો, રસો, સરિતા રસિકતાની: સૂક્યાં ?
ને કવિહૃદય એ કાવ્યધોધો કલ્પનાના ક્યાં ગયા ?
શણગારવા કોને હવે ? શણગાર પણ નવ ક્યહીં રહ્યા,
રિદ્ધિ, વિભૂતિ, સિદ્ધિ ખોઇ દીન બેઠાં રાંકડાં.

પડકાર આજ ઉઠે દિગંતથી : જાગ, ભારતી ! ફરી થકી,
આજેય તારી અતીત સુંદરતા ન જગ પામે નકી,
એ તું જ છે જે ઘોર મૃત્યુમાંય આજ જીવી રહી,
શાને હજી સંજીવની જગની ન થા ઓ ભારતી ! ?

બસ એક નિશ્ચયથી અગર તુજ બાળ સૌ આગે બઢે
કૃતકૃત્ય તેમાં થાય છે સંસાર જાણુ નકી હવે.

જીવન સમર્પણની ઘડી આવી ગઇ છે આજ જે
હિંદીજનો[2] ! સત્કારજો—પડછંદ એ યુગનો પડે.
ને ફરી ફરી પડકારજો કે જાન આ કુર્બાન છે,
સાદે અમારી માભૂમિ ત્યાં કોણ માથાં મૂલવે ?

---

૧, રાજશેખર; ૨ હિંદી;

કોણ ગાશે એ ચરિત્રો : ભરતના "સૌમિત્ર[1] ના,
દાનવ બલિ, રાજા શિબી, સંસારના ભૂષણ સમા;
એ વીર બાલક, ભક્ત-સત્યાગ્રહ શૂરો પ્રહ્‌લાદ જ્યાં-
ટેકી અરણ્યનિવાસી ધ્રુવ: આજે ન ક્યાં દેખાય ક્યાં ?

બાદલ અને એવા અનેક કિશોર આ ભૂમિએ હતા,
એ સિંહના સંતાન, દૂધમલ વીર, સૌ ભૂલાય ક્યાં ?
કે ઘોરમાં ગાયબ થયા ચૈતન્ય ને એ આર્યતા
અણુ એ અણુ જે ઓપતાં-બીજે ન જે વિશ્વે હતા.

કે ભવ્ય દેખાતી બધી એ કલ્પના પોલી હતી ?
સન્તાન આપણ અન્યના કે એ હતી ધરતી બીજી ?

કાયર થયા, ભીરૂ બન્યા, ઐશ્વર્ય ખોયું હાથથી
ઝઘડયા પરસ્પર આત્મજો-છે લાંચ્છના બીજી કઈ ?

આવી ગઈ આ હદ હવે કુર્બાની વિણ નવ રાહ છે,
હાકલ કરી રહી માતૃભૂમિ કોણ માથાં મૂલવે ?

---

૧, લક્ષ્મણ.

લાખો સહસ્રો વીર જેકે અવનિએ આ થઈ ગયા
પણ ભારતીના શૂર બેઠા સર્વમાં જુદા તર્યા.
ધરતી ધ્રૂજાવી વિશ્વવિજયો સહજમાં જે સાધતા
એ રામ રાવણ કાળથી તે ગઈ સદી સુધી એ હતા.

એ કર્ણ, અર્જુન, ભીમ, હલધર, બાલ એ અભિમન્યુ જ્યાં,
હૈડંબ,[1] બભ્રુવાહનો, આચાર્ય[2] અશ્વત્થામ[3] વા
ગઈ કાલ જે હજી ધાવતા તે યાદ લવકુશની પડે.
બહાદૂર આદિવાસી વાલી અંગદો યે સાંભરે

દ્રોણ જો કદી હોય ના એકલવ્ય પણ અહિંયા થયા
શસ્ત્રાસ્ત્રમાં નિષ્ણાત એવા વીર કોને ગણવવા?
યુદ્ધમાં જે જીવનને સાર્થક સદા માની રહે
તે જીતશે આ જંગને-જે જગવિષે નિત જામતો.

આવો, જનેતાની ઉજાળવા કૂખ, ભારતી બેટડા:
તમ પૂર્વજોની કીર્તિના ડંકા બજાવવા વિશ્વમાં.

જીવનસમર્પણની ઘડી આવી પુકારે બારણે,
"કૂદી પડો, યાહોમ, કરતા આજ અમુલખ તક મળે
જે કાલ કાલાન્તર મહિં દેખાય ભાગ્યે કોઇને,
આવી અહો સંધિ પછી તો કોણ માથાં મૂલવે?

---

1, ઘટોત્કચ, 2 દ્રોણાચાર્ય 3 અશ્વત્થામા,

કુરૂક્ષેત્ર આજે કાં સૂનાં ? એ વીરભોમ ચિતોડ ક્યાં ?
ને હલદીઘાટ–જયહીં શૂરાઓ ઉત્તમાંગ[1] વધેરતા ?
ક્યાં સમરભૂમિ એ બધી શૂરવીર તેના ક્યાં ગયાં ?
એ સંગ, શૂર પ્રતાપ, દુર્ગાદાસ, તાનાજી કયહાં ?
ક્યાં છે ગુરૂગોવિન્દ, ક્યાં બહાદર મરાઠા સૌ ગયા ?
એ શૂર મોગલ, શિખ, તૈલંગી અને સૌરાષ્ટ્રી ક્યાં ?
એ ચૌલ, ગુપ્ત, મહાન પાંડયો, ભવ્ય વિજ્યાનગરના
સામ્રાજ્ય ત્યાં આજે બધી ભૂતાવળો નાચે છ હા.
જૂની, તૂટેલી, વેરવિખરી કબ્ર સમ, બિહામણુ–
દેખાવ જોતાં કાળજું કંપે, છળે છ અનેક ઘા.
કારૂણ્યમયી દેખી જનેતાની મુરત તો યે પડયા—
જાણે નથી સંસારમાં આ ભારતીનાં ચિહ્ન ક્યાં.

સાંચવો એ ભૂત ગરવો–ભાવિ માટે આપણા
ને ભોગ એવા કોણ માતા ભારતી માગે મહા ?
ગાન ગાવા આજ પણ આત્સુક્ય જેવું દાખવો—
લાવો તમારે વર્તને ને જનનીની પીડા હરો
જીવન–સમર્પણ વિણ એ પીડા હરી કોણે જગે ?
કોણે જગે દેખી જનેતા હણાતી હડધુત્ થતી ?
ઓહ, જનની પરવાહ શી ? સ્વાર્પણ હવે નિશ્ચિત છે
આદેશતી આ માતૃભૂમિઃ કોણ માથાં મૂલવે ?

---

૧ માથાં;

સપ્તર્ષિ મંડળ આજ પણ જે ગગનમાં દેખાય છે,
શુક, અષ્ટાવક્ર, વિશ્વામિત્ર, મિથિલાધીશ તે-
દેવગુરૂ, શુક, યાજ્ઞવલ્કય, અનેક પંડિત ઋષિમણિ
શાસ્ત્રે ધરી પ્રાવીણ્યને દિગ્વિજયી કીધી ભારતી.

ધનવન્તરી, સુશ્રુત ચરક, વાગ્ભટ અને અશ્વિન, જગે-
ચાણાક્ય, ભાસ્કર, હેમસૂરિ, ને મહાન અગસ્ત્ય એ.
નવરત્ન અકબરના, પ્રધાનો અષ્ટ શ્રી શિવરાય ને,
કવિ ચંદ પૃથ્વીરાજને, ને ધન્ય ભામાશાહ તે.

સુરપાળ, ચાંપો, અમરજી, અણહિલ્લ, વસ્તો, તેજ તે,
ગુજરાતના ઈતિહાસને ય સ્મરો, ઊઠો. હુંકારતા.
મુનિ, પડિતો, શાસ્ત્રજ્ઞ, મુત્સદ્દી અમારે સૌ હતા,
નૈયાયિકોને ભાષ્યકારો–એક એકથી ચડી ગયા.

લજવજો ના પૂર્વજો તમ, સુપ્રના રહેશો હવે;
ચણ્ડ કાલ ઊભો પૂકારે "જાગ, જાગ, જગાડજે-
મૈયા તણા ખાકી ફકીરોની ધૂણીની ભસ્મ લઈ,
ડીલે બધાંની ચોળીને આ ધન્ય કરી લેવી ઘડી.

આ વેળ જે દેખાય છે શતવર્ષમાં એ નવ મળે,
જીવનસમર્પણની મહત્તા આંખ સામી તરવરે
સિંહનાદે ગર્જતો અરિ કંપતા ત્યમ ઊઠજે–"
આ માતૃભૂમિ સાદતી ત્યાં કોણ માથાં મૂલવે?

સૂર, તુલસી, નૃસિંહનાગર, વિદુર, ભક્ત તુકા, જ્યહીં-
નાચ્યા લઈ કરતાલ-જેમ મૃદંગ પર ઊઠતો ધ્વનિ.
ચૈતન્ય, વલ્લભ, કબીર, દાદુ, મધ્વ, રામાનુજ વળી-
નાનક, શ્રી સહજાનંદ, વાણુ અખાની પ્રતિદિન ઊઠતી.
જ્યાં ગાજતો શ્રી દાસ સ્વામી 'હઠાવો પરરાજ્યને,'
શિવરાજને પ્રેમી સ્થાવે હિંદુપદપાદશાહીને.

કૃતિવાસ વાલ્મિક ગૌડનો, જયદેવ ગીતગોવિન્દનો
ગાનાર ગંગાલહરીનો, ગુજરાતી પ્રેમાનંદ કો
એ શાન્તિ, વીર્ય, દયા, અહિંસા, નાદબ્રહ્મે ગૂંજતા,
ભક્તો સહી સંકષ્ટને વર્ષાવી દિવ્યામૃત રહ્યા;
છીપવી તૃષા જગની અનેક પ્રસંગ સોસ જ્યહીં પડયા;
લીલી સદા કુંજાર જેવી ભારતી રાખી તદા.

શ્રદ્ધાવિહોણા, ભક્તિસૂના, આજના સૌ હિંદીઓ
સમજી જ લે કે, એ બધાં સામ્રાજ્ય મહા ડોલાવતા.
સદ્ભક્તિમાં નથી દીનતા, કાયર ન શ્રદ્ધા રાખશે,
નિર્બલ ન ત્યાગી બની શકે, ને આંધળો જગ જોય શેં ?
ભક્તિ, શ્રદ્ધા, ત્યાગ, સેવી સ્વપ્ન સેવાના દિલે;
યાહોમ કૂદો જંગમાં નવ શોચવું બાકી હવે.
ચાલો, ઉઠો, કમ્મર કસી-કરવા નિછાવર પ્રાણને—
ઓ માતૃભૂમિ ! તુજ ચરણમાં; કોણ માથાં મૂલવે ?

૨૨૬૦૭

ઈસ્લામને ઘાતક છતાં લીધું સમાવી સોડમાં,
જરથોસ્તીઓને પ્રેમભીના આવકાર અપનવ્યાં;
શક હૂણ પણ તલવાર અહિંયા મ્યાન કરવાનું શિખ્યા,
આ સત્વભૂમિ પારકાં પોતા તણા કરતી સદા.
તક્ષિલા, ઉજ્જેણી, કાશી, કાન્યકુબ્જે આવતા
જગ જગ ખૂણેથી કૈંક જિજ્ઞાસુ સદા અપરંપરા.
જેણે જગતમાં ધર્મધ્વજ રોપ્યો જીતી સૌ મોરચા
જેના સુપુત્રો ધર્મવેદી પવિત્ર, ઉજ્જવલ રાખતા;
ને ખરે ટાણે પ્રાણ મૂઠ્ઠીમાં લઇ સાવધ રહ્યા,
નિજ ધર્મનો નેજો કદી નવ એક પળ યે વીસર્યા.
જ્ઞાનની માંડી પરબ, વિજ્ઞાનીઓ સંતોષતી
તે હાય ! ભારતી આજ અજ્ઞાને મરે છે તરફડી.
વ્યાપેલ દેખો હાય ! અત્યાચારકેરી પરંપરા–
પાખંડના પૂજારી લાગ્યા ધર્મ વેદી મિટાવવા.
ધર્મ નામે હ્રાસ આવો કયાંય ના ચાલ્યો હશે–
તેને હવે અટકાવવા ઘટતા નિછાવર પ્રાણને.
એ ધર્મ નામે, આપણી એ માણસાઈને વટે
એ વેદી ઉજ્જવલ રાખવા આજે સમો આવ્યો હવે.
સર્વસ્વ જે વ્હાલું–વતનની યાદ આગળ ફાની છે,
આવી સમર્પણની ઘડી ત્યાં કોણ માથાં મૂલવે ?

સત્ત્વને માન્યો પ્રભુ, તે પર બધું ઓવારતાં,—
હરિચંદ સતવાદી, સહિષ્ણુશિરોમણિ,—બીજે ક્યહાં ?
જેણે જગત્ સારું હળાહળ ગરલ નેય હસી હસી—
ગળી નીલકંઠ થયા અહો ! એ યોગયોગેશ્વર જતિ.
એવી બધી શક્તિ તણી આ ખાણનવરત્ના હતી—
તે ભારતીને કંઠ ઝાંખો એક મણિ આજે નથી !
પાંત્રીસક્રોટિની જનેતા કાં પડી બેડી મહીં ?
સન્તાન તેના સાવકા કે માત એ કો'ની નથી ?
જગમાં બધેબધ પાથર્યાં કિનખાબ, મલમલ, બાસતા,
નાગી ઉઘાડી અર્ધ દુનિયા વસન તેને પાઠવ્યાં:
એ શું બધું ? શું શક્ય એ સૌ આજ પણ દેખાય ક્યાં ?
છે ખ્યાલ હીણા આપણા ? નવ આત્મમાં વિશ્વાસ કાં ?
ઇચ્છા નથી; એ આપણો છે રોગ તેને મિટવવા
ચેષ્ટા હવે ક્યારે કરીશું ? આપણી નબળાઈ આ—
લઇ જાય માર્ગે નર્કના, તેને ય શું નવ રોકવાં—
ચાહો તમે ? ઓ ભારતીના બેટડા સૌ લાડલા ?
રોકાય ના આ નર્ક કેરી યાતના, કંગાલતા;
આહ્ જિંદગીના રોમરોમે હાય, ઊઠે વેદના.
આ વેદના સંવેદના નાદી કહો કુર્બાન છે
જાન, ધન, જ્યાં માતૃહિત—ત્યાં કોણ માથાં મૂલશે !

કેશરી તિલક દઇ ભાલે, વળાવે હોંશથી-
એ આર્યલલના, વીર પ્રસવિની જગતને ઉજમાળતી.
"બેટા, ઉજાળો કૂખ, હોમી દેહ ગર્વ પ્રદાયિની-
"ધાવણુ કરીને યાદ મારું; ધન્ય કરજો જિંદગી,-
"લોહી ખરડયા સજી વાઘા શત્રુ જીતી આવજો,
"ફરકતો નેજો સદા હસ્તાગ્રમાં શોભવજો;
"ભલે જાયે રૂપ ઉપરનું ન તે ગણકારશો-
"કલેવર રાખી તમારૂં શુભ્ર, ને સાચા થજો:
"થતો સાર્થક દેહ વેળા આવતી જેવી પળે-
"સત્કારવા બેટા, ઉમંગી-હોંસમાં આવી જજે-
**"ધર્મ નામે, રાષ્ટ્રયજ્ઞે પ્રણુની રક્ષા પ્રાણુને-**
**"સાટે સદા કરવી ઘટે છે-એજ આર્યની રીતિને**
**"ધારણુ કરીને સાંચવો."**[1] એ કુલ-પ્રથા ને બોધતી
આર્યમાતા તુજ ચરણમાં ઢળે મસ્તક ગર્વથી.

આર્ય માતાઓ! તમારા બાળને પ્રેરી પ્રીતે
કે કુલપ્રથાને હોંશથી પાળી સમર્પે જીવનને,
તેને દિયો આશિષ કે એ જાવ બેટા રણુસ્થળે,
માતૃભૂમિ જો, પુકારે; કોણુ માથાં મૂલવે?

---

૧. વીર માતાના આશિર્વચન રૂપ.

બત્રીશ લખણા પુત્ર અર્પ્યાં હોંશથી કુરુક્ષેત્રમાં—
એ કુંતી, ગાંધારી, રુક્મી, દ્રૌપદી, સુભદ્રા, લક્ષ્મણા—
એ પણ જનેતાઓ હતી, આર્યા હતી, કુલની રમા,[1]
ને પુત્ર પર ઓવારનારી પ્રાણ એવી વત્સલા

પણ કર્મસૂની પ્રેમ મમતા ના કદી પોષી હતી,
વાત્સલ્યમાં સત્વાંશ ભૂલી વીરમાતા ના કદી.

ધાવણ લજાવણ[2] પુત્રને ધિકકારતી, એ હૃદયથી
રણની સૂણી ભેરી–હરખથી ઘેલીતૂર બની જતી.
ને સમય આવે શસ્ત્ર ધારી ચંડિકા રણની બની
શત્રુ ઊભા પડકારતી,—નિજ જીવનને સાર્થક કરી.

પુત્ર પતિને શૌર્ય રાહે દોરવા હરદમ ખડી,
સંકષ્ટ હોંસે વધાવતી, પણ ટેક ના ત્યજતી કદી.

રાષ્ટ્રનું ગૌરવ હતી એ, ધર્મ ઉપરની ધ્વજા,
જિંદગીને મોહ રંગે રંગતી નવ એ કદા.

તેમની ગૌરવ કથાઓ આજ પણ ઉજ્જવળ રહો
તમન્ના એવી ધરી દિલ આર્ય લલનાઓ બઢો[3];
પુત્ર પતિને પ્રેરતી રો[4]: 'ઘર ખૂણો છોડી રહો
જાન દોડયા દેશ કાજે,'—કોણ માથાં મૂલવે?

---

૧ લક્ષ્મી; ૨ લજાવનારા; ૩ આગે બઢો; ૪ રહો;

મિંઢોળબંધા ધા સૂણીને વાહરે ચઢતા હતા,
ખડે ઘોડે, પાયનાખી પેંગડે, પળતા હતા,[૧]
મૂઠમાં રાખી ઉઘાડું ખડગ ચોરીથી[૨] ઊઠતા
મંગલવિધિ પૂરો અપૂરો સમરમાં કરતા હતા.

કોક વિજયી ગર્વથી લઈ ઘાવ રીઢા—આવતા
ને કો'ક તો પરણ્યા અપરણ્યા સહજ મૃત્યુ ભેટતા.
આ સૌ નવોઢા, કુલવધૂ, આર્યા, સહેતી હોંસથી.
ને સ્વામી સહ મંગલ વિધિને પૂર્ણ કરતી ચિતા રચી.

સત્કાર્ય માટે, પીડિતોની વાહરે ચઢતો પતિ
ભૂષણ હતો સૌભાગ્ય સાચું—લલાટે એ માનતી.
કાયર પતિના સાથને એ હૃદયથી ધિક્કારતી
વીરપત્ની કહાવવાની હોંસ નિત્યે રાખતી.

ઉત્સર્ગ કરતી સર્વ-શૌર્યે-નિછાવર નિજ પ્રાણને
મંગલ ધ્વનિથી ગજવતી નિજસ્વામી કીર્તિ દિગંત એ.
વિરહની, વૈધવ્યની કે મોતની કદી ભેટ એ—
તો યે ગઇ ગૌરવ વધારતી કુલપ્રથાને પાળીને.

ધન્ય એ જીવન અહો મુજ આર્યભગિની તુજપદે
માથું નમે, ને ભાવ જાગે — કોણ માથાં મૂલવે?

---

૧ મતલબ જે ઘોડા પર ચઢી લગ્ન કરવા આવતા તેજ તૈયારઘોડા પર કૂચ કરી જતા. ૨ લગ્નમંડપ;

પણ આજ ક્યાં એ વીર પ્રસૂતા, જગતની મણિમંજુષા ?
ઊઠ્યા સવાલો અન્તરે–એવી થઈ ગતિ વિપરીતા.
નજરે ચઢે: સંસારની માયામહીં ડૂબી સદા—
સત્કારતી કાયર પતિ–પુત્રો પનારે જે કદા.
કાયા અને કાંચનની રક્ષા આર્યતા વિસરાવતી,
પણ કોણ આપે યાદ, જ્યાં, સર્વત્ર રાત્ર તમિસ્રની !
અધમુવા, કંગાલ બાલક કાંખમાં જેની ઘૂમે—
પાલન અને પોષણ મંહિ નિજ કાયને હોમી ચૂકે—
એવી ભગિની આજ મારી નજરની સામે તરે
લોહી ખરે આંસુ બદલ–ભારી થયું જીવન હવે.
ઓ ભગિની ! રાંક તારા દેશ બાંધવ યાચતા:
નિષ્કામ તુજ કાયા નીચોવી નાખ ના, એ યાતના
તુજને પીડે–તુજ સાથ તારા બાળકોને એય તે;
તુજ બાળકો છે સંપત્તિ આ ભારતીના જાણજે.
પરમ પ્રભુની ભેટ માને તોય જાળવ ગર્વથી
નૈવેદ્ય દુર્લભ શ્રી ચરણમાં અર્પવા ઉત્સુક બની.
માતૃભૂમિના હિતે તુજ બાળકો સોંપી કહે
સાચી જનેતા સર્વની આ ભારતી શેં રાંકડી ?
તેને કરે ઝુલ્યા જગતના પારણા–ઝુલાવશે
ફરી, બાળ તેના ગર્જતા જ્યાં "કોણ માથાં મૂલવે" ?

વીરાંગનાઓ, વીરજનની, હિંદની તેને સ્મરો
એ ભૂત સૃષ્ટિ ફરી રચી ઉજ્જવળ કરો આર્યત્વ, હો !
લક્ષ્મીરાણી ઝાંસીની, રણ ચંડિકા, જેણે કર્યા
શૌર્ય રાહે રાષ્ટ્ર શત્રુ સર્વને ઝબ્બે લડી
એ ક્ષાત્રતેજ વિભૂતિનું ચેતન બધામાં ઊતરો
કાળો ગુલામી વેશ ફગવી દિવ્યવસનો સૌ ધરો.
એ શક્તિ કેસરિયાં તણી–પડકાર જે તેણે કર્યો
તેને ઉમંગે–વધવજો ઓ હિંદવાણી ! આજ તો.
આ માતૃમુક્તિ જંગ મંડાણો–શૂચિ–કૂદી પડો,
તમ શક્તિ–કેસરિયાં ધરી–દેખાડવા આગે બઢો.
આગ જો દેખો તમારી આંખ સામે બળતી કો'–
ખુશીથી તેમાંય અગ્નિસ્નાન કરવા નીકળો.
આર્ય સન્નારીત્વ મોંઘું પરાધીન રાષ્ટ્રે નથી,
નથી એ તો જીવન સિદ્ધિ એક પણ બાકી નથી.
જલાવો ચિનગારી ચહુદિશ મંત્ર સ્વાધીનતા તણી,
તમારા સૌ સત્ત્વની રક્ષા જ જ્યાં તેમાં પડી.
પડે ભડકો મંદ તો તેમાં તમોને હોમજો,
પણ યજ્ઞ જે માંડયો શૂચિ, પાવિત્ર્ય, તેનું અખંડ હો,
જાહર કર્યાં છે જંગમાં જો હારતા પતિઓ રણે
સ્વીકારી નવ અધીનતા, સ્વાધીનતા જ્યાં બલિ પડે.
હવે એ નવ ભૂલવું–સૌ મોહ માયા ત્યાગીને
દુનિયા ધ્રજે એ નાદથી કૂહો કોણ માથાં મૂલવે ?

મોગલ મહા અકબર સમો ક્યાં શાહનશાહ થયો જગે ?
જેણે મૂંઝાવ્યાં શૂર રજપૂતો પઠાણુ અનેકને;
તેને ય પડકારી ઉઠી એ ચાંદબીબીને તમે
ભૂલી ગયા એ નગરની[1] રાણી ? અનુપમ શૌર્યને ?

કર્મદેવીએ ચિતોડે ભારતીની લાજને
એકલે હાથે બચાવી મૃત્યુ ને ગઈ જીતી એ.
પરમાર પત્નીએ ભીડી'તી[2] બાથ વાઘણુ સાથને
ને ગિરની ગૌરાંગીઓ નિત સિંહની સામે ધસે.

તેને–[3]હવે તે ભીતિ શી ? શું કાચના માળા મંહિ
સૌંદર્ય કે શીલ સાંચવ્યા કોઇ તણા રહેતા કદી ?
તમ સત્ત્વતત્ત્વે શીલ, કે તમ માતના હકકમાં કદી
ઉણુપ પડે તે સાંખશો–ઓ ભારતીની લાડિલી ?

સ્મરો સીતા, ગાર્ગી, સપ્તર્ષિ મંહિની અરૂંધતી,
વૈદર્ભી, સાવિત્રી, અનેક પ્રભાત સ્મરણીયા સતી.

એક માટે લાખ રોળાણાં હતા જે આપણે
કોટિ કોટિની પીડાએ આગના દિલમાં જલે ?
થયું ઠંડું લોહી, હિણું શું પડયું છે આ હદે ?
નહિ નહિ, બસ એક દિલમાં કોણ માથાં મૂલવે ?

---

૧ અહમદનગર; [2] વીરમતી–જગદેવ પરમારની પત્ની
૩ તેવી સ્ત્રી જાતને;

જીજા એ સન્તાન નિજ સાહસ પ્રતિ પ્રેરી દીધો
સત્કર્મી, શૂરવીર, સિંહશો શિવરાજ તેનો બેટડો.
મરાઠાનો મુકુટમણિ–હિંદુત્વનો રક્ષક બન્યો
માતૃત્વનો એ લ્હાવ સાચો જીજા દેવીએ લીધો.

ગાઓ મળી માતા બધી આ ભારતીના કીર્તનો.
તમ બાલુડાંને દેશપ્રીતિ ગળથુથે ઉતારજો.
હોંશથી સંતાન તમ સૈનિક બનાવો હિંદના
દીક્ષા દિયો તમ હાથથી હા ! હોંશથી ઉત્સર્ગવા,

રાત હો કે દિવસ હો, હો ઘોર વૃષ્ટિ, રવિ તપ્યો,
ઇશ્વર બધાંનો સાંચવે ચિંતા તમે છાંડો, ચલો.
મોતને ભેટ્યો કદી તો શહીદ એ અમ્મર બન્યો
જીવતો તો કીર્તિની વરમાળ કંઠ સુહાવતો.
ધન્ય જીવન મૃત્યુ પછીનું ભવ્ય જીવન જીવતે—
આવી મહા–સુભગા પળો ત્યાં કોણ માથાં મૂલવે ?

ન્યાયની સાહીદ હતી સાક્ષાત શક્તિ ઇશ્વરી
પ્રાણુપતિને ન્યાય ખાતર "પરાજિત" કહેતી હતી.
એવી હતી એ ભારતી – ભારત તણી લક્ષ્મી ખરી,
પણ આજ? આર્યાઓ! નથી તમ આંધળી મોહે મતિ?
તમારાં વસ્ત્રો જુઓ–પરદેશથી આવ્યાં, અહીં–
પહેરી તમે કીધી નવલી કરોડો તમ બહેનડી.
તમારી ફૅશન જ્યહીં આ આર્યતા આધી જતી
જુઓ તે ગમ, સાવ ના એ નકલ કોક કપિ તણી?
ધરો છો જે સ્વાંગ – ને જે કહો છો સૌભાગ્ય તમ,
ખરૂં છે દુર્ભાગ્ય દેશનું વિદેશી સઘળું અધમ.
યુગયુગે જેણે દીઠાતાં સ્વદષ્ટે 'ગમ–નિગમને
નજર સામે જલે જવાલા–ચિતા-જે ચિતને ચીરે–
ન કાં દેખાતી? ભગિની! આંખ તારી એજ છે;
બને કાં તું બ્હાવરી જ્યાં દેશની હાકલ પડે?
જ્ઞાનની જેણે વહાવી નદી જગ કલ્યાણી ને
અજ્ઞાનકૂપે તુંજ કાં ડૂબે છ ભારતી બેટડી!
નથી એ યુગ આથમ્યો–વિશ્વાસ રાખો તમ પરે,
નથી ખૂટી શક્તિ તમ સંસારમાં આજેય તે.
હજીએ જગમાં તમારી નામના ગાજી રહી
તમારી કીર્તિ તણી ઘંટા રૂપેરી નિત બજી.
રહો રણઝણતી સદા એ વાચ્છના ધારી તમે
મુક્ત કંઠે નાદ ગજવો 'કોણ માથાં મૂલવે?

પૂટયાં શિર સહસ્રને વીતી કારમી વેદના
ઘણુંઓના જાન રોળાણા—ત્યજી નવ આચંતા.
જગે જેની જોડ નહોતી સત્ત્વમાં કે ત્યાગમાં,
આજ તેને શીખવવાના દેશભક્તિ સૂત્ર, હા !

અહો ! આ શી વંચનાઓ આવી સાધી પરંપરા !
જીવન મર્માઘાત પામે પરાકાષ્ઠિત વેદના

પરાધીનતા જીવનની પળપળ મહીં ઘૂસી ગઈ.
વાટ ધરતાં, પાદ બઢતાં, અન્ય અવલંબે મતિ.
રહ્યો ના વિશ્વાસ આત્મે, જુલમ જહાંગીરી યે ભૂલી
આ વતનના જ કલંક પુત્રો કુહાડે હાથા બન્યા.
જગતનું ગૌરવ હતા તે ગુલામીમાં રે ! સડયાં
ધનકુબેરોની જગાએ ભીખ મંગાઓ પડયાં.
મહાબલ ભીમો થયાં છે હાડ કેરાં માળખાં
સો સો શરદના જીવનારાં—સવાવીશીનાં રહ્યાં.

નિરાશા છે ઘોર વ્યાપી મોતથી એ મુક્તિના
તો વીર ગતિની વાંચ્છના અંતરે ઉગાશે ન હા !

ચિરંજીવી ભાગ્યલક્ષ્મીઓ ! ખરા સૌભાગ્યને
અને સાથે ભારતીના પુણ્યશ્લોક પ્રભાવને
તમે નવ કદી રોળશો—જવ મરણિયું ભારત બને—
દિલોજાનીથી કહી ઘો 'કોણ માથાં મૂલવે ?'

માતૃકુલ આજે અમારૂં ચહું દિશે નિંદાય છે
હડધૂત થતા ફિટકાર પામે અર્ભકો તેના બધે.
ઓસર્યાં ગૌરવ અમારાં; તેજવધ પૂરો થયો;
અમારા ચૈતન્યનો જાણે વિનાશ થઈ ગયો;

નામશેષ થવું ન બૂરૂં, આ હવે હદ થઈ ગઈ,
ચેત ભારત પુત્ર! ચેતવ પ્રાણજ્યોત સજીવતી.

વિનય, ભૂષણ શીલ, લજ્જા, સત્વ, સંપત્તિ, વહી—
આહ્યાં ધડાધડ અન્ય દેશે રોકવાં તેને નથી?
રોકવા તેને તમારાં શિરના ડાટાં ખપે—
ને શિર તમારૂં તે થકી બીજી મહત્તા કઈ લભે!

તમારાં બલિદાન આહુતિ સાવ નિષ્ફળ જો જશે
જગતમાં ઈશ્વર તણું અસ્તિત્વ ક્યાંય નહીં રહે.
લઢાઈના સૈનિકોનો ધર્મ મંત્ર નિછાવરી
પ્રાણ આપીને ય ઉજ્જવળ ધ્વજા ઊડતી રાખવી.

સફળતા કે વ્યર્થતાના ખ્યાલથી મુંઝાય ના
ફરજ દેખી તે સદા સાફલ્ય ટાણું આવિયાં
માનીને સંગાથી હો કે સાવ તે એકાકી છે
કૂદે જંગે સાદ માને[1] "કોણ માથાં મૂલવે?"

---

1 માને—માતાને—મા તણા સાદે;

ભૂતકાળ ગયું બધું. ભૂલાય ના પણ એક યે
પણ આજના યુગનાય પડઘા દિશોદિશ થકી ઉઠે.
આર્યના સંસ્કાર આર્યાવર્તમાં બાકી હજી
એ તેજની ચિનગારીઓ ઝબકી-કદી જાગી ઊઠી.

રક્ત એનાં પૂર્વજોનું, જેમ એનાં એ જૂના
કાલ કેરાં અન્તરો કાપી સદા નવલાં રહ્યાં.
બગ બંગે વહાવી ચેતન તાણી જે રેલમાં-
નાહ્યાં સમર્થો ભારતીનું નામશેષ બચાવવા.

ધન્ય એ વિદ્વત્પ્રતિભા બાલગંગાધર તિલક
નીડર, સંયમી, ત્યાગી, થઈ તેણે ધર્યું સાચું તિલક.
પ્રાતઃસ્મરણીય લાલ-લાઠીમાર લાહોરે, સહ્યા
ભોગવ્યાં પરદેશ-કારાવાસ-ટેક ન ત્યાગતાં.
ધન્યઃ-મુન્શીરામ-શ્રદ્ધાનંદ-સાચો વીર કો
દાસ બાબુ-વીરભૂમિ બંગલાનો લાડિલો.

હકીમજી, અંસારીજી, ઈસ્લામ-હિંદુઐક્યને
ઝંખવામાં ઝિંદગીનો ખર્ચ કરતાં ભવ્ય તે.
તેમને વૈભવ વિલાસો સુખ બધા ઐહિક જે
સર્વસ્વ ત્યાગી ધૂની થયા બસ કોણ માથાં મૂલવે?

જગત જેને આજ આશ્ચર્યે જુવે છે વંદના-
પ્રેમે કરે છે, પૂજવાની લાયકી ચાહે સદા;
જેણે ફરીથી સત્યને રાહે જગતને વાળવા
હિંસા મૂકાવી, પ્રેમમાર્ગે દ્વેષ સમૂળું ટાળવા.

અહિંસા-સત્યે જગતનો કલહ હાંકી કાઢવા
દિનરાત જે ચિંત્યા કરે તે મહાત્મા એ હિંદમાં.

જગત આજે ત્યાગ, બલિદાનો અપેક્ષે તુજ થકી
સત્ય પંથે પ્રગતિ ઇચ્છે તુજ થકી, ઓ ભારતી!
ચિરાશા તેની સદા ધર જ્ઞાનજ્યોતિ ભારતી!
જગત દુઃખ દાવાનળે છિપ સ્નેહવારિ ભારતી!

ઘણી વાદપરંપરાઓ જગતમાં ઊઠી હવે
તુજ દિવ્ય વાદે એ બધાં સંતાપદુઃખ-સુખમાં ફરે.

ચણાઈ એ ઈમારત આશા તણી, મિથ્યા ન હો;
જગતના બંધુત્વનો છે ભાર આજે ઉઠાવવો.
આદર્શ તારાં, આત્મતેજ, પ્રભુત્વ પર ઉત્સર્ગ ને
કાજે કહી દે હોંશથી કે "કોણ માથાં મૂલવે?"

જવાહીરો રાજવૈભવ સર્વને છોડી દિયે,
દેશ કાજે એક અદના સૈનિકો બનવા ચહે,
ફકીરીનો સ્નેહથી સત્કાર કરી ઉત્સુક રહે—
ગરીબીમાં જીવનના સૌ સત્વની રક્ષા જુએ.

માન, મિથ્યા મોહ પરિહરી ખુશામદ, સેવા ગ્રહે
વીરધર્મે કસોટી અસિ રાહ પર–ચાલ્યા, ધપે.
આઠ પહોરે જાગતા એ ચેતન.ના વારસો—
(જો કે) ઘોર અંધારું બધે–ધસતાં નીડર, ભડવીર કો.

રાતદિનો એક કરતાં થાકતાં તેઓ નથી
વિજય કે અપયશ મળો તેની ન કંઈ પર્વા કરી.

ઘોર અંધારે દીવા કેરી અપેક્ષા નવ કરી—
ચેતનવતી એ પ્રેરણા નિજ મા ભૂમિની બસ થતી.

ઊઠાવ્યો ઝંડો તમારા હાથમાં જે દી' થકી
રહો ઊડતો સદા ગૌરવથી ન એ ભૂલવું કદી.

ભલે મોંઘા ભોગ તે સારુ ન જ્યાં દેખ્યાં ફળો—
ભલે કુર્બાની કરોડોની થતી તે પર જુઓ,
છતાં એ નેજો અખંડ ઉડયા કરે ધરણી પરે,
છે એજ માનવતાનું વટ—ત્યાં કોણ માથાં મૂલવે ?

દાંત દુધિયા હજી જેના મોં મહીં, સાબૂત છે–
ખુદીરામ એ સ્વીકારી લે ફાંસીની વરમાળ ને.
નથી જાણ્યું અહો શી યમયાતના તેમાં હશે,
યા હોમ ઝંપૂલાવી દિયે સૂણી માતૃભૂમિની હાકને.

હસે છે સુણી મોતને ને રડે માતૃભૂમિ દુઃખે,
વધાવે દુઃખ ડુંગરાને અગ્નિકુંડે નહાય છે.
નથી જીવનલાલસા નવ મોહના એ બલિ પડે,
ધરી અભિલાષા દિલે બસ માભૂમિ સ્વાતંત્ર્ય લે.

ખરે ભૂલ્યા પંથ એ મા મુક્ત કઈ વિધિએ થશે,
અને ખોયો જાન જે મહામૂલ ભારતીને થતે.
પરન્તુ એ હાસ્યમાં, એ વીરગતે, એ સાહસે,
દિલાવરી જે ભવ્ય સુંદર–લેખિની ન લખી શકે,

જીવનની પળપળ મહિં તેના અજબ રંગો ઊઠે.
ધન્ય જીવનની શહીદી, જનેતા એ અમર છે–
પુત્ર તેનો કરોડોના હૃદયનો રાજા બને.
ઘોર કાં પણી યાતના એ કાજ ના આવી પડે

વૂઠા વૂઠ કરી કરોડો અસ્થિ ફૂલ એ સંઘરે.
ઝીલે કૈં કૈં પ્રેરણા ને સ્વપ્નસૃષ્ટિઓ રચે.
વિજય કે મૃત્યુ સમાધિ એકની આશા હદે,
ધરી ગર્જવો તમ પ્રાણને કે "કોણ માથાં મૂલવે ?"

લોહી તરસ્યા પંથના એ પૂજારી ન્હોતા કદી
ભારતીની મુક્તિ સારૂ એકનિષ્ઠ ગયા મથી.
બધા એ અમ વીર પુરૂષો થયા અધીરા, બ્હાવરા,
પિંખાતી નિજ માતૃભૂમિ જોઇ તે ન કદી શકયા;

ન જોયો અહ કાલ કેવો કારમો સામે પડયો,
ઝૂકાવ્યું યાહોમ જે સૂઝયો સ્વીકાર્યો માર્ગ તો.
બાળવી કાયા નહીં પણ હોમી નિજ હસ્તે હસી
કોણ તેનાં ચરણ ધૂલિ નહીં ધરે શિર પર પછી?

તેમણે શું કર્યું ને કરવું હતું શું જોઈતું
એવી બધી ચર્ચા નકામી, નથી એમાં કૈં ખરું;
કર્મ યોગ ખરો લહી કર્તવ્ય કર્મે રત રહો;
ઘડી જે તમને મળે તેમાં જીવન સાર્થક કરો.

ચઢાવો હોંસે વૂટેલા બખ્તરો: આગે બઢો;
નહીં તો છાતી ઉઘાડી, ગોળિયો ઝીલતા વધો.
ઊઠો વીર, જુવાનિયાઓ! ધરી કેસરિયાં ડિલે.[1]
આ જંગ ભારતમુક્તિનો ત્યાં કોણ માથું મૂલવે?

---

૧ ડિલે–શરીરે;

ધન્ય પેશાવરી પઠાણો ! ખુદાની ખિદમત ખરી
વતન પર કુર્બાન થઈ (માની)[1] બતાવી જગ મહીં
ધરે હાથે શસ્ત્ર પણ ના ઉગામ્યા શત્રુ ભણી
સહી નીચ અનેક દુઃખની યાતના–સત્યાગ્રહી.
હઠયા ના જરીએ નિછાવર જીવનને કરતાં કદી,
નહીં કાયરતા જીવન ને ક્યાંય સ્પર્શ કરી ગઇ.

ગુજરાત, કર્ણાટક અને બંગાલમાં જે જે વીતી
દોઆબની,[2] સૌ દુઃખકથાઓ જાય ક્યાં અહિંથી કથી !
વહે છે હા રકત આંખે વાત એ રહેતાં સ્મરી,
દિલે ગૌરવનાદ ઊઠે : ધન્ય વીર શિરોમણિ.

કિસાનોએ ભોગ આપી પાયમાલી વરી લીધી
ઊભાં મોલ, અતીવ પ્યારા પશુની હરરાજી થઇ
હજારો કુમળાં કિશોરો જેલમાર સહી ચૂકયાં
યુવાનો કોડભર્યાં આ મુક્તિ યજ્ઞ મહીં પડયા.

સ્વમાની વૃદ્ધો ય પાવકજવાળ જોઈને ઊઠયા,
અને માબહેનો ય ઝાલિમ ઝુલમનો બલિ થઈ સદા,
તમારા સૌ મુકુટ મણિઓ સહે કારાગારને
હવે જોવી વાટ શી, કહો ? "કોણ માથાં મૂલવે."

---

૧ (માની) અર્થાત એમ સ્વીકારી લઇને ૨ યુકત પ્રાન્ત

અનાદિ ગૌરવ અમારા હજી એ યશગાન જ્યાં
સુણાવે છે પૃથ્વીપટમાં, અમારા અસ્તિત્વમાં.
અમારે હાથે અમે એ સર્વ રોળી ધૂળમાં
જીવીશું શાને ? અમારી ઘોર હાથે ખોદવા ?
અમારા બંધુ અમારો દ્રોહ આજે આદરે,
ઉઠાવે સંગીન અમ નિઃશસ્ત્ર કેરી છાતીએ;
સતાવે નાના પ્રકારે—પેટને આગળ ધરે;
અને કલેશ અનેક બીજાં ઊભાં છે પથ રોકીને.
અમારા અંતઃકરણમાં દ્વેષના અનલો બળે—
અમારી રાષ્ટ્રિયતાનો ધ્વંશ કરવા કો ચહે.
અમારા હીણભાગ્ય છે કે અમે એ સૌ પોષીએ
અમારી વાતો બડીમાં અમે ખુદ મુંઝાઈએ.
સત્ત્વ રક્ષાનું અમારૂ બિરુદ તે સ્વપ્નું થયું,
લઘું છે કે ગાંડપણ વ્યક્તિત્વનું આડે રહ્યું.
ગયાં સહસ્રાબ્દો મહીં અમ ઐકય ના સાધ્યું કદી
ટકી એજ પરિસ્થિતિ આવી ઘડી આવી છતી
પરન્તુ વિઘ્નોથી શુભ કાર્યે ભલે બાધા પડે
અમારે આરંભવાનું એ મહીં નહીં શક હવે,
ચલાવો સૌ હિંદીઓ ! તમ ચરણ નવલા આ યુગે—
(નવલ ભાસ્કર જગતમાં સ્વાધીનતાનો જ્યાં ઉગે)
બધા વ્હેમો, વ્યક્તિઓના નાદ ને છોડી હવે
કહી દો "સ્વાધીનતા, મા ! કોણ માથાં મૂલવે ?"

(હે હિમવતનીઓ !)

જગાવો જ્યોતિ જગે આર્યત્વની, પુણ્યત્વની;
મિટાવો માનવ મંહીં મમતા બધી દ્વેષત્વની.
રચો વેદી પવિત્ર, પાવક યજ્ઞને ધો આદરી.
સંસ્કારની માંડો પરબ, વિજ્ઞાનનો વિનિમય કરી.

પ્રભુના પ્રેમાળ પ્રાસાદો ઊભા જગમાં કરો,
બધાં માનવબાલ તેમાં હૃદયની શાન્તિ લહો.
કલ્પનાનું સ્વર્ગ નંદનવન બનાવો વિશ્વ તો
બંધુત્વના સિદ્ધાન્તનો નેજો સદા ફરકાવજો.

દિવ્ય હાકલ મા ભૂમિની સુણી ધન્ય બનો, ઊઠો:
જનેતાના ખરા એ વાત્સલ્યના વર્ચસ્વનો—
તમારામાં વહો ઓધ સમર્પવા તમ સર્વને
તમે ધાવ્યાં ભારતીને વિશ્વ તે જાણે હવે.

તમારી શક્તિ, મતિ, ભક્તિ ધરો એ ચરણમાં
જ્યાં જન્મ લીધો, પામવાના શાન્તિ આખરનીય ત્યાં.

મા ભૂમિના પાદપંકજમાં તમારૂં શિર પડે,
હૃદયમાં તલસાટ જાગે "જનની મમ સ્વાધીન રે"
આર્તનાદો પીડિત બાંધવના સહુ હર્ષે ફરે
એ દિવ્ય સૃષ્ટિ જ્યાં ફરી ત્યાં "કોણ માથાં મૂલવે."



તમે વાંચ્યું ?

# ખોવાયેલી પગદંડી

(કેટલીક અનુભવકથાઓ)

લેખિકા: સ્વ૦ ગોકાં

પ્રાપ્તિસ્થાન:

લક્ષ્મીદાસ નયેગાંધી,
૩૧, અનંતવાડી,
મુંબઇ, ૨.